॥ શ્રીકૃષ્ણાય નમઃ ॥

શ્રી

# સર્વોત્તમ સ્તોત્ર સટીક.

તથા શ્રી મહાપ્રભુજીનાં સર્વોત્તમ એવાં
૧૦૮ નામ તથા ધોળ તથા પદ ગુજરાતીમાં

આવૃત્તિ છઠ્ઠી. પ્રત ૨૦૦૦.

પ્રસિદ્ધ કરનાર,
વૈષ્ણવ હરિદાસ ઝવેરદાસ.
ઠે. ખાડીયા, જેઠાભાઈની પોળ. અમદાવાદ.

ધી "વિજય પ્રવર્તક" પ્રેસ. પીરમશાહરોડ—અમદાવાદ

શ્રી વલ્લભાબ્દ. ૪૩૧ સં. ૧૯૬૬ સન ૧૯૧૦

અમૂલ્ય

# અનુક્રમણિકા.

| અંક. | વિષય. | પૃષ્ઠ |
|---|---|---|
| ૧ | મંગળાચરણ. .... .... .... .... .... | ૧ |
| ૨ | શ્રીસર્વોત્તમ સ્તોત્ર .... .... ... .... | ૨ |
| ૩ | શ્રીસર્વોત્તમ જપ વિધિ. ... ... ... | ૨૦ |
| ૪ | શ્રીસર્વોત્તમજીનું ધોળ. .... ... ... | ૩૩ |
| ૫ | શ્રીસર્વોત્તમ પદ. .... .... .... ... | ૪૯ |
| ૬ | શ્રીસર્વોત્તમ ફળ શ્રુતિ. .... ... ... .... | ૪૩ |
| ૭ | શ્રીસર્વોત્તમ ધમાર. .... ... ... ... | ૪૬ |
| ૮ | શ્રીસર્વોત્તમ બધાઇ. .... .... ... ... | ૫૬ |
| ૯ | શ્રીનવરત્નનું ધોળ. ... ... ... ... | ૬૫ |
| ૧૦ | શ્રીચોરાશી વૈષ્ણવનું ધોળ. ... ... ... | ૭૦ |
| ૧૧ | ફંડમાં ભરેલા નાણાની પહોંચ. ... ... | ૭૮ |



॥ श्रीकृष्णाय नमः ॥

શ્રી

# સર્વોત્તમ સ્તોત્ર સટીક.

તથા શ્રી મહાપ્રભુજીનાં સર્વોત્તમ એવાં
૧૦૮ નામ તથા ધોળ તથા પદ ગુજરાતીમાં

આવૃત્તિ છઠ્ઠી. પ્રત ૨૦૦૦.

પ્રસિદ્ધ કરનાર,
વૈષ્ણવ હરિદાસ ઝવેરદાસ.
ઠે. ખાડીયા, જેઠાભાઈની પોળ. અમદાવાદ.

ધી "વિજય પ્રવર્તક" પ્રેસ. પીરમસારોડ—અમદાવાદ

શ્રી વલ્લભાબ્દ. ૪૩૧ સં. ૧૯૬૬ સન ૧૯૧૦

અમૂલ્ય.

# પ્રસ્તાવના.



પરમ દૈવત તથા પરમ રહસ્યવાળું આ લઘુ પુસ્તક શ્રી સર્વોત્તમ સ્તોત્ર સટીક ગુજરાતી ભાષામાં કહાડવામાં આવ્યું છે તેનું કારણ એટલુંજ કે, ઘણા વૈષ્ણવોનો આગ્રહ એવો હતો કે અમો બાળબોધ લિપી જાણતા નથી માટે ગુજરાતી લિપીમાં હોય તો અમોને લાભ મળે.

શ્રી સર્વોત્તમ સ્તોત્રમાં આચાર્ય શ્રીમહાપ્રભુજીનાં ૧૦૮ નામનું વર્ણન છે તેને જપ કહે છે. ને તે વૈષ્ણવોની ગાયત્રી છે. માટે શ્રીવલ્લભીય સંપ્રદાયવાળા વૈષ્ણવોએ સદા સર્વદા સવારમાં નિત્ય નિયમ કરતી વખતે જેમ અષ્ટાક્ષર મંત્રની માળા ફેરવીએ છીએ તેમ જપનાં ૧૦૮ નામ લખેલાં છે, તેમાંથી એક એક નામ બોલતાં જવું ને માળાનો મણકો ફેરવતા જવું. જેમકે, આનંદાય નમઃ પરમાનંદાય નમઃ વિગેરે, જુવો પાનું ૨૦ મું. એવી વૈષ્ણવોએ દરરોજ માળા ફેરવવી એ આપણી ફરજ છે. તેનું નામ શું છે? શ્રી સર્વોત્તમજપ. એટલે સર્વથી ઉત્તમ, એથી બીજું કાંઈ ઉત્તમ છેજ નહીં.તેમ આપણે ન કરીએ તો આપણા ધર્મ પ્રમાણે વર્તવાની કસુર કરી ગણાય છે. જેવી રીતે બ્રાહ્મણો ત્રણ દિવસ સુધી લાગલાગટ ગાયત્રી ન કરે તો

તેમનું મહત્વ જાય છે, તેવી રીતે આપણું સર્વોત્તમસ્તોત્ર અથવા તેનો જપ અથવા ધોળ તેમાંથી એકે ન કરીએ તો આપણું વૈષ્ણવપણું જાયછે. હમેશાં તે પ્રમાણે કરવાથી ધર્મની વૃદ્ધિ થાય છે ને ચાર પદાર્થ-ધર્મ, અર્થ, કામ અને મોક્ષના અધિકારી થવાય છે એ નિઃસંદેહ છે. તેમાં પ્રસિદ્ધ કરનારનો હેતુ વૈષ્ણત્વના ગૂઢ તત્વનો બહોળો ફેલાવો આપવાનો છે; નહિ કે પૈસા પેદા કરવાની આશાછે. વૈષ્ણવ ભક્તો આ લઘુ પુસ્તકનો છુટથી ઉપયોગ કરે એ મારા પ્રયાસની સાફલ્યતા હું માનુંછું. તેમજ વૈષ્ણવ તરફથી ઉત્તેજન મળશે ને લોકપ્રિય થઇ પડશે એમ ખાત્રી થશે તો આગળ ઉપર સામાન્ય લાભાર્થે જથાબંધ છપાવી બહાર પાડીશું. અદ્યાપિ સુધી છઠી આવૃત્તિ મળી ૮૫૦૦) પુસ્તકો છપાઇ બહાર પડી ચુકયાં છે.

**ક્ષમા** -આ લઘુ પુસ્તક છાપવામાં કાંઇ ભુલ ચૂક રહી ગયેલી હોયતો વાંચકવર્ગ સૂધારી વાંચશે અને ક્ષમા આપશે એટલી વિનતિ છે.

**સંવત ૧૯૬૬ ના માહા વદિ ૧૧ સોમવાર.**

**લી. દાસાનુદાસ,**

**હરિદાસ ઝવેરદાસ વૈષ્ણવ.**

**દશાનાગર વાણીયા, (રાજનગર) અમદાવાદ.**

ના જયશ્રીકૃષ્ણ વાંચશો.

॥ श्रीहरिः ॥

॥ श्रीमथुरेशोजयति ॥

# શ્રીસર્વોત્તમ સ્તોત્ર.

## સટીક પ્રારંભ.

---

મંગલાચરણ.

श्रीकृष्णाय नमः ॥ श्रीगोपीजनवल्लभाय नमः ॥ श्रीमदाचार्यचरणकमलेभ्यो नमः ॥ श्रीगुसांइजीपरमदयालवे नमः ॥ श्रीविठ्ठलेशसद्गुरवे नमः ॥

चिंतासंतानहंतारो यत्पादांबुजरेणवः ॥
स्वीयानांतान्निजाचार्यान्प्रणमामिमुहुर्मुहुः ॥१॥
यदनुग्रहतोजंतुः सर्वदुःखातिगोभवेत् ॥
तमहं सर्वदा वंदे श्रीमद्वल्लभनंदनम् ॥ २ ॥

# श्रीसर्वोत्तम स्तोत्र.

श्रीकृष्णाय नमः ॥ श्रीगोपीजनवल्लभाय नमः ॥
श्रीमदाचार्यचरणकमलेभ्यो नमः ॥

प्राकृतधर्मानाश्रयमप्राकृतनिखिलधर्मरूपमिति
निगमप्रतिपाद्यंयत्तच्छुद्धंसाकृतिस्तौमि॥१॥

પ્રાકૃતધર્માનાશ્રયમ પ્રાકૃતનિખિલધર્મરુપમિતિ ॥
નિગમ પ્રતિપાદ્યં યત્તચ્છુદ્ધંસાકૃતિસ્તૌમિ ॥ ૧ ॥

અર્થઃ—શ્રીવિઠ્ઠલનાથજી આજ્ઞા કરે છે કે જે પ્રાકૃત ધર્મના આશ્રયથી રહિત અને સમગ્ર અલૌકીક ધર્મ રૂપ છે. એ રીતે વેદમાં પ્રતિપાદન કરેલું, અને સાકાર અને શુદ્ધ સ્વરૂપ છે તેની સ્તુતિ કરૂં છું. ૧

कलिकालतमश्छन्न दृष्टित्वाद्विदुषामपि ॥
संप्रत्यविषयस्तस्यमाहात्म्यंसमभूद्भुवि॥२॥

કલિકાલતમશ્છન્ન દષ્ટિત્વાદ્વિદુષામપિ ॥
સંપ્રત્યવિષયસ્તસ્ય માહાત્મ્યંસમભૂદ્ભુવિ ॥ ૨ ॥

અર્થઃ—જ્ઞાતા પુરૂષોની પણ જ્ઞાન દૃષ્ટિ કલિકાલરૂપ અંધકારથી આચ્છાદિત છે. માટે તે સ્વરૂપનું મહાત્મ્ય હાલ પૃથ્વીમાં અપરિચિત થયું છે. ૨

दययानिजमाहात्म्यं करिष्यन्प्रकटंहरिः ॥
वाण्यायदातदास्वास्यंप्रादुर्भूतंचकारहि ॥३॥

દયયાનિજમાહાત્મ્યં કરિષ્યન્પ્રકટંહરિઃ ॥
વાણ્યાયદાતદાસ્વાસ્યં પ્રાદુર્ભૂતંચકારહિ ॥ ૩ ॥

અર્થઃ—જ્યારે દયા વડે શ્રીહરિને પોતાના વચનદ્વારા પોતાનું માહાત્મ્ય પ્રગટ કરવાની ઈચ્છા થઇ ત્યારે પોતાનું મુખારવિંદ પ્રાદુર્ભાવ કર્યું. ૩

तदुक्तमपिदुर्बोधं सुबोधंस्याद्यथातथा ॥
तन्नामाष्टोत्तरशतंप्रवक्ष्याम्यखिलाघहृत् ॥४॥

તદુક્તમપિદુર્બોધં સુબોધંસ્યાદ્યથાતથા ॥
તન્નામાષ્ટોત્તરશતં પ્રવક્ષ્યામ્યખિલાઘહૃત્ ॥ ૪ ॥

અર્થઃ—પણ તેનું કહેલું દુર્બોધ છે માટે જેવી રીતે સુબોધ થાય તેવી રીતે સમગ્ર પાપને હણનાર તે શ્રીમાહાપ્રભુજીના એકસો આઠ નામ કહું છું. ૪

ऋषिरग्निकुमारस्तु नाम्नांछंदोजगत्यसौ ॥
श्रीकृष्णास्यंदेवताचबीजंकारुणिकःप्रभुः॥५॥

ઋષિરગ્નિકુમારસ્તુ નામ્નાંછંદોજગત્યસૌ॥
શ્રીકૃષ્ણાસ્યં દેવતા ચ બીજં કારૂણિકઃ પ્રભુઃ ॥૫॥

અર્થઃ—આ સ્તોત્રના ઋષિ અગ્નિકુમાર છે અને જગતી છંદ છે. તથા શ્રીકૃષ્ણાસ્ય દેવતા છે અને કારૂણિક પ્રભુ એ બીજ છે. ૫

विनियोगो भक्तियोगः प्रतिबंधविनाशने ॥
कृष्णाधरामृतास्वाद सिद्धिरत्र न संशयः॥६॥

વિનિયોગો ભક્તિયોગઃ પ્રતિબંધવિનાશને ॥
કૃષ્ણાધરામૃતાસ્વાદ સિદ્ધિરત્ર ન સંશયઃ ॥ ૬ ॥

અર્થઃ—અને આ સર્વોત્તમ સ્તોત્રમાં પ્રતિબંધ નાશ કરવા સારૂ વિનિયોગ કહેતાં પ્રયોજન ભક્તિયોગ છે. અને શ્રીકૃષ્ણના અધરામૃત સ્વાદની અહીં સિદ્ધિ છે એમાં કાંઇ સંશય નથી. ૬

आ[१]नंदः[२]परमानंदः[३]श्रीकृष्णास्यं[४]कृपानिधिः ॥
[५]दैवोद्धारप्रयत्नात्मा[६]स्मृतिमात्रार्तिनाशनः॥७॥

[1] આનંદઃ [2] પરમાનંદઃ [3] શ્રીકૃષ્ણાસ્યં [4] કૃપાનિધિઃ ॥
[5] દૈવોદ્ધારપ્રયત્નાત્મા [6] સ્મૃતિમાત્રાર્તિનાશનઃ ॥ ૭ ॥

અર્થઃ—આનંદરૂપ અને પરમાનંદરૂપ શ્રીકૃષ્ણના મુખારવિંદરૂપ અને કૃપાનાભંડારરૂપ અને દૈવી જીવોના ઉદ્ધાર કરવા સારૂ પોતાના મનમાં યત્ન કરનારા અને સ્મરણ માત્રથી પીડાને નાશ કરનારા એવા શ્રીમહાપ્રભુજી છે. ૭

श्रीभागवतगूढार्थ प्रकाशनपरायणः ॥
साकारब्रह्मवादैक स्थापको वेदपारगः ॥८॥

[7] શ્રીભાગવતગૂઢાર્થ પ્રકાશનપરાયણઃ ॥
[8] સાકારબ્રહ્મવાદૈક સ્થાપકો [9] વેદપારગઃ ॥ ૮ ॥

અર્થઃ—શ્રીભાગવતના ગૂઢ અર્થને પ્રકાશ કરવામાં તત્પર એવા અને સાકાર બ્રહ્મવાદના સ્થાપન કરનારા અને વેદને પાર પામેલા એવા શ્રીઆચાર્ય મહાપ્રભુજી. ૮

---

* જે શબ્દ ઉપર ૧ થી ૧૦૮ સુધી આંકડા મુકવામાં આવ્યા છે તે જગોએ આચાર્ય શ્રીમહાપ્રભુજીના નામ સમજવાં.

[૧૦] मायावादनिराकर्त्ता [૧૧] सर्ववादिनिरासकृत् ॥

[૧૨] भक्तिमार्गाब्जमार्त्तंडः [૧૩] स्त्रीशूद्राद्युद्धृतिक्षमः ।९।

[૧૦] માયાવાદ નિરાકર્તા [૧૧] સર્વવાદિનિરાસકૃત્ ॥

[૧૨] ભકિતમાર્ગાબ્જમાર્તંડઃ [૧૩] સ્ત્રીશૂદ્રાદ્યુદ્ધૃતિક્ષમઃ ॥ ૯ ॥

અર્થઃ—માયાવાદનો નિરાસ કરનાર અને સર્વે વાદીઓને નિરાસ કરનાર અને ભક્તિ માર્ગરૂપ કમલમાં સૂર્યરૂપ અને સ્ત્રીઓ તથા શૂદ્રાદિના ઉદ્ધાર કરવામાં સમર્થ એવા શ્રીમહાપ્રભુજી. ૯

[૧૪] अंगीकृत्यैव गोपीश वल्लभीकृतमानवः ॥

[૧૫] अंगीकृतौसमर्यादो [૧૬] महाकारुणिको [૧૭] विभुः ।१०।

[૧૪] અંગીકૃત્યૈવ ગોપીશ વલ્લભીકૃતમાનવઃ ॥

[૧૫] અંગીકૃતૌ સમર્યાદો [૧૬] મહાકારૂણિકો [૧૭] વિભુઃ ॥ ૧૦ ॥

અર્થઃ—અંગીકાર કરવાને વિષે મર્યાદાવાળા અને મહાદયાળુ; અને પોતે અંગીકાર કરીને ગોપી પતિ શ્રીકૃષ્ણ ભગવાનમાં મનુષ્યોને વાત્સલ્ય કરાવનાર એવા અને સર્વ સમર્થ શ્રીમહાપ્રભુજી. ૧૦

[१८]अदेयदानदक्षश्च [१९]महोदारचरित्रवान् ॥
[२०]प्राकृतानुकृतिव्याजमोहितासुरमानुषः॥११॥

અદેયદાનદક્ષશ્ચ [૧૯]મહોદાર ચરિત્રવાન્ ॥
[૨૦]પ્રાકૃતાનુકૃતિવ્યાજ મોહિતાસુરમાનુષઃ ॥ ૧૧ ॥

અર્થ:—ન આપી શકાય એવાં દાન દેવા સમર્થ એવા, અને ઉદાર ચરિત્રવાળા અને પ્રાકૃત જનને અનુસરવાના મીષેથી આસુરી જનોને મોહિત કરનાર. ૧૧

[२१]वैश्वानरो [२२]वल्लभाख्यः [२३]सद्रूपो [२४]हितकृत्सताम् ॥
[२५]जनशिक्षाकृते कृष्णभक्तिकृन्[२६]निखिलेष्टदः॥१२॥

[૨૧]વૈશ્વાનરો [૨૨]વલ્લભાખ્યઃ [૨૩]સદ્રૂપો[૨૪]હિતકૃત્સતામ્ ॥
[૨૫]જનશિક્ષાકૃતેકૃષ્ણ ભક્તિકૃન્[૨૬]નિખિલેષ્ટદઃ ॥ ૧૨ ॥

અર્થ:—અગ્નિથી ઉત્પન્ન થએલા વલ્લભનામ વાળા, સારા રૂપવાળા સત્પુરૂષોના હિતકારી, મનુષ્યોને શીખવવા સારૂ શ્રીકૃષ્ણની ભક્તિ કરનારા સમગ્ર ઇચ્છીત વસ્તુને આપનાર એવા શ્રીઆચાર્યજી મહાપ્રભુજી છે. ૧૨

[27]सर्वलक्षणसंपन्नः [28]श्रीकृष्णज्ञानदो [29]गुरुः ॥
[30]स्वानंदतुंदिलः [31]पद्मदलायतविलोचनः ॥१३॥

[27]સર્વ લક્ષણસંપન્નઃ [28]શ્રીકૃષ્ણજ્ઞાનદો [29]ગુરુઃ ॥
[30]સ્વાનંદતુંદિલઃ [31]પદ્મદલાયતવિલોચનઃ ॥ ૧૩ ॥

અર્થઃ—સર્વ લક્ષણથી યુક્ત, શ્રીકૃષ્ણના જ્ઞાનને દેનાર, અને ગુરૂ અને પોતાના સ્વરૂપે કરીને આનંદવાળા, પદ્મના દલ સરખા વિશાળ નેત્રવાળા એવા શ્રીમહાપ્રભુજી. ૧૩

[32]कृपादृग्वृष्टिसंहृष्ट दासदासी प्रियः[33]पतिः ॥
[34]रोषदृक्पातसंप्लुष्ट भक्तद्विट्[35]भक्तसेवितः ॥१४॥

[32]કૃપાદૃગવૃષ્ટિસંહૃષ્ટ દાસદાસી પ્રિયઃ[33]પતિઃ ॥
[34]રોષદૃક્પાતસંપ્લુષ્ટ ભક્તદ્વિટ્[35]ભક્તસેવિતઃ ॥ ૧૪ ॥

અર્થઃ—કૃપાયુક્ત દૃષ્ટિરૂપ વૃષ્ટિવડે ખુશી થયેલા દાસદાસી જનોને પ્રિય, અને રોષવાળી વૃષ્ટિ વડે ભક્તોના દ્વેષીયોને બાળી નાંખનાર, અને ભક્તોએ સેવેલા એવા શ્રીમહાપ્રભુજી. ૧૪

[३६]सुखसेव्यो [३७]दुराराध्यो [३८]दुर्लभांघ्रिसरोरुहः ॥
[३९]उग्रप्रतापो [४०]वाक्सीधु पूरिताशेषसेवकः ॥१५॥

[૩૬]સુખસેવ્યો [૩૭]દુરારાધ્યો [૩૮]દુર્લભાંઘ્રિસરોરુહઃ ॥
[૩૯]ઉગ્રપ્રતાપો [૪૦]વાક્સીધુ પૂરિતાશેષસેવકઃ ॥ ૧૫ ॥

અર્થઃ—સુખે કરીને સેવવા યોગ્ય, દુઃખે કરીને આરાધના કરવા યોગ્ય, જેમના ચર્ણરૂપી કમલ દુર્લભ છે, ઉગ્ર પ્રતાપવાળા, વાણીરૂપ અમૃતવડે સમગ્ર સેવકોને પૂર્ણ કરનાર. ૧૫

[४१]श्रीभागवतपीयूष समुद्रमथनक्षमः ॥
[४२]तत्सारभूतरासस्त्री भावपूरितविग्रहः॥१६॥

[૪૧]શ્રીભાગવતપીયૂષ સમુદ્રમથનક્ષમઃ ॥
[૪૨]તત્સારભૂતરાસસ્ત્રી ભાવપૂરિતવિગ્રહઃ ॥ ૧૬ ॥

અર્થઃ—શ્રીભાગવતરૂપ અમૃતનો સમુદ્ર તેની કથા કરવામાં સમર્થ અને તે ભાગવતને વિષે સારભૂત એવી રાસક્રીડા સ્ત્રીભાવે કરી પરિપૂર્ણ દેહવાળા. ૧૬

[४३] सान्निध्यमात्रदत्त श्रीकृष्णप्रेमा[४४] विमुक्तिदः॥
[४५] रासलीलैकतात्पर्यः[४६] कृपयैतत्कथाप्रदः॥१७॥

[૪૩] સાન્નિધ્યમાત્રદત્ત શ્રીકૃષ્ણપ્રેમા[૪૪] વિમુક્તિદઃ ॥
[૪૫] રાસલીલૈકતાત્પર્યઃ [૪૬] કૃપયૈતત્કથાપ્રદઃ ॥ ૧૭ ॥

અર્થઃ—પોતાની સન્નિધિ માત્રમાં શ્રીકૃષ્ણને વિષે પ્રેમનું દાન કરનાર એવા અને મુક્તિને દેનારા રાસલીલામાં એક તાત્પર્યવાળા અને કૃપાએ કરીને એ શ્રીકૃષ્ણની કથાને દેનારા. ૧૭

[४७] विरहानुभवैकार्थ सर्वत्यागोपदेशकः॥
[४८] भक्त्याचारोपदेष्टाच[४९] कर्ममार्गप्रवर्त्तकः॥१८॥

[૪૭] વિરહાનુભવૈકાર્થ સર્વત્યાગોપદેશકઃ ॥
[૪૮] ભક્ત્યાચારોપદેષ્ટાચ [૪૯] કર્મમાર્ગપ્રવર્ત્તકઃ ॥ ૧૮ ॥

અર્થઃ—કેવળ વિરહના અનુભવ સારૂ સર્વ ત્યાગનો ઉપદેશ કરનારા ભક્તિ વાસ્તે આચારનો ઉપદેશ કરનારા, અને કર્મ માર્ગને પ્રવર્તાવનારા એવા શ્રીઆચાર્યજી. ૧૮

[५०] योगादौ भक्तिमार्गैकसाधनत्वोपदेशकः ॥
[५१] पूर्णानंदः [५२] पूर्णकामो [५३] वाक्पति [५४] र्विबुधेश्वरः ॥१९॥

[૫૦] યોગાદૌ ભક્તિમાર્ગૈકસાધનત્વોપદેશકઃ ॥
[૫૧] પૂર્ણાનંદઃ [૫૨] પૂર્ણકામો [૫૩] વાક્પતિ [૫૪] ર્વિબુધેશ્વરઃ ॥ ૧૯ ॥

અર્થઃ—યોગાદિ કર્મમાં ભક્તિ માર્ગનુંજ એક સાધનપણું છે એવો ઉપદેશ કરનાર પૂર્ણ આનંદવાળા, પૂર્ણ કામનાવાળા, વાણીના અધિપતિ, વિબુધના ઇશ્વર એવા શ્રીઆચાર્યજી. ૧૯

[५५] कृष्णनामसहस्रस्यवक्ता [५६] भक्तपरायणः ॥
[५७] भक्त्याचारोपदेशार्थनानावाक्यनिरूपकः २०

[૫૫] કૃષ્ણનામસહસ્રસ્યવક્તા [૫૬] ભક્તપરાયણઃ ॥
[૫૭] ભક્ત્યાચારોપદેશાર્થનાનાવાક્યનિરૂપકઃ ॥ ૨૦ ॥

અર્થઃ—શ્રીકૃષ્ણના હજાર નામને કહેનારા અને ભક્તોને શરણરૂપ અને ભક્તિ તથા આચારના ઉપદેશ સારૂ નાના પ્રકારના વાક્યને નિરૂપણ કરનારા એવા. ૨૦

[૫૮]स्वार्थोज्झिताखिलप्राणप्रियस्[૫૯]तादृशवेष्टितः ॥
[૬૦]स्वदासार्थकृताशेषसाधनः[૬૧]सर्वशक्तिधृक् ॥२१॥

[૫૮]સ્વાર્થોજ્ઝિતાખિલપ્રાણપ્રિયસ્[૫૯]તાદૃશવેષ્ટિતઃ ॥
[૬૦]સ્વદાસાર્થકૃતાશેષસાધનઃ [૬૧]સર્વશક્તિધૃક્ ॥ ૨૧ ॥

અર્થઃ—શ્રીઆચાર્યજી અર્થે અખિલ પ્રાણને અર્પણ કરનાર પુરૂષોને પ્રિય એવા અને તેવા તાદ્રશી પુરૂષોએ વીંટાએલા અને પોતાના દાસને સારૂ સમગ્ર સાધન કરનાર અને સર્વ શક્તિને ધારણ કરનાર એવા શ્રીઆચાર્યજી. ૨૧

[૬૨]भुविभक्तिप्रचारैककृते [૬૩]स्वान्वयकृत्पिता ॥
[૬૪]स्ववंशेस्थापिताऽशेषस्वमाहात्म्यः[૬૫]स्मयापहः ॥२२॥

[૬૨]ભુવિભક્તિપ્રચારૈકકૃતે [૬૩]સ્વાન્વયકૃત્પિતા ॥
[૬૪]સ્વવંશેસ્થાપિતાઽશેષસ્વમાહાત્મ્યઃ[૬૫]સ્મયાપહઃ ॥૨૨॥

અર્થ —પૃથ્વીમાં કેવળ ભક્તિનો પ્રચાર કરવા સારૂ પોતાનો વંશ કરનાર અને પિતારૂપ અને પોતાના વંશને વિષે પોતાના સમગ્ર મહાત્મ્યનું સ્થાપન કરનાર અને ગર્વનો નાશ કરનાર એવા શ્રીમહાપ્રભુજી. ૨૨

६६ पतिव्रतापतिः ६७ पारलौकिकैहिकदानकृत् ॥
६८ निगूढहृदयोऽनन्यभक्तेषु ६९ ज्ञापिताशयः ॥२३॥

૬૬ પતિવૃતાપતિઃ ૬૭ પારલૌકિકૈહિકદાનકૃત્ ॥
૬૮ નિગૂઢહૃદયોઽનન્યભકતેષુ ૬૯ જ્ઞાપિતાશયઃ ॥ ૨૩ ॥

અર્થઃ—પતિવૃતાઓના પતિ અને પરલોક તથા આ લોક સંબંધી દાન કરનાર અને ગૂઢ હૃદયવાળા અનન્ય ભકતોમાં પોતાનું અંતઃકરણ જણાવનાર. ૨૩

७० उपासनादि मार्गातिमुग्धमोह निवारकः ॥
७१ भक्तिमार्गे सर्वमार्गवैलक्षण्यानुभूतिकृत्॥२४॥

૭૦ ઉપાસનાદિ માર્ગાતિમુગ્ધમોહ નિવારકઃ ॥
૭૧ ભક્તિમાર્ગે સર્વમાર્ગવૈલક્ષણ્યાનુભૂતિકૃત્ ॥ ૨૪ ॥

અર્થઃ—ઉપવાસનાદિ માર્ગોમાં અતિ મુગ્ધ પુરૂષોના મોહને મટાડનાર ભક્તિ માર્ગને વિષે સર્વ માર્ગથી વિ- લક્ષણ રીતે અનુભવ કરનાર એવા. ૨૪

७२ पृथक्शरणमार्गोपदेष्टा ७३ श्रीकृष्णहार्दवित् ॥
७४ प्रतिक्षणनिकुंजस्थलीलारससुपूरितः ॥२५॥

૭૨ પૃથક્શરણમાર્ગોપદેષ્ટા ૭૩ શ્રીકૃષ્ણહાર્દવિત્ ॥
૭૪ પ્રતિક્ષણનિકુંજસ્થલીલારસસુપૂરિતઃ ॥ ૨૫ ॥

અર્થઃ—જુદી રીતે શરણ માર્ગનો ઉપદેશ કરનાર, શ્રી-કૃષ્ણના હાર્દને જાણનાર, ક્ષણે ક્ષણે નિકુંજમાં થએલી લીલાના રસે કરીને પરિપૂર્ણ એવા. ૨૫

७५ तत्कथाक्षिप्तचित्त ७६ स्तद्विस्मृतान्यो ७७ व्रजप्रियः॥
७८ प्रियव्रजस्थितिः ७९ पुष्टिलीलाकर्त्ता ८० रहःप्रियः २६

૭૫ તત્કથાક્ષિપ્તચિત્ત ૭૬ સ્તદ્વિસ્મૃતાન્યો ૭૭ વ્રજપ્રિયઃ ॥
૭૮ પ્રિયવ્રજ સ્થિતિઃ ૭૯ પુષ્ટિલીલાકર્તા ૮૦ રહઃપ્રિયઃ ॥ ૨૬ ॥

અર્થઃ—તે નિકુંજવનમાં શ્રીકૃષ્ણચંદ્ર સંબંધી રાસલીલા કથા વડે ચીત્તને ખેંચનાર અને તે કથા કરવા સારૂ અન્ય કથા વિરોધી કાર્યને વિસ્મરણ કરાવનાર અને વ્રજમાં

પ્રીતિવાળા અને પ્રિય વ્રજમાં સ્થિતિવાળા, અને પુષ્ટિ સંબંધી રાસલીલા કરનાર અને એકાંતિક ભક્તમાં પ્રીતિવાળા શ્રીઆચાર્યજી. ૨૬

८१ भक्तेच्छापूरकः ८२ सर्वाज्ञातलीलोऽति८३मोहनः ॥
८४ सर्वासक्तो८५भक्तमात्रासक्तः८६पतितपावनः ॥२७॥

૮૧ ભક્તેચ્છાપૂરકઃ ૮૨ સર્વાજ્ઞાતલીલોઽતિ૮૩મોહનઃ ॥
૮૪ સર્વાસક્તો ૮૫ ભક્તમાત્રાસક્તઃ ૮૬ પતિતપાવનઃ ॥૨૭॥

અર્થઃ—ભક્તની ઇચ્છાને પૂર્ણ કરનારા બીજા સર્વે પુરૂષોને અજ્ઞાત છે લીલા જેની એવા અને અત્યંત મોહ કરનાર, સર્વને વિષે આસક્તિ રહિત, અને કેવળ ભક્તને વિષે આસક્ત, અને પતિત પુરૂષોને પવિત્ર કરનારા, એવા શ્રીઆચાર્યજી. ૨૭

८७ स्वयशोगानसंहृष्ट हृदयांभोजविष्टरः ॥
यशःपीयूषलहरीप्लावितान्यरसः परः॥ २८॥

૮૭ સ્વયશોગાનસંહૃષ્ટ હૃદયાંભોજવિષ્ટરઃ

યશઃપીયૂષલહરી પ્લાવિતાન્યરસઃ પરઃ ॥ ૨૮ ॥

અર્થઃ—પોતાનો જશ ગાવાથી પ્રસન્ન થયેલા ભક્તના હૃદયરૂપ કમલમાં આસન કરનાર, યશરૂપ અમૃતની લહેરથી ભીંજાવેલ છે અન્ય રસ જેણે એવા, અને શ્રેષ્ટ એવા શ્રીમહાપ્રભુજી. ૨૮

[८०] लीलामृतरसार्द्रार्द्री कृताखिलशरीरभृत् ॥
[८१] गोवर्द्धनस्थित्युत्साह[८२]स्तल्लीलाप्रेमपूरितः ।२९।

[૮૦] લીલામૃતરસાર્દ્રાર્દ્રી કૃતાખિલશરીરભૃત્ ॥
[૮૧] ગોવર્દ્ધનસ્થિત્યુત્સાહ[૮૨]સ્તલ્લીલાપ્રેમપૂરિતઃ ॥ ૨૯ ॥

અર્થઃ—લીલારૂપ અમૃત સંબંધી રસાર્દ્ર ભાવવડે સકળ શરીર ધારીને રસવાળા કરનાર, અને શ્રીગોવર્ધન ગિરિરાજની સ્થિતિમાં ઉત્સાહવાળા અને તે ભગવદ્ લીલામાં પ્રેમરસ વડે પરિપૂર્ણ એવા, શ્રીમહાપ્રભુજી. ૨૯

[८३] यज्ञभोक्ता [८४] यज्ञकर्त्ता [८५] चतुर्वर्ग विशारदः
[८६] सत्यप्रतिज्ञस्[८७]त्रिगुणातीतो[८८]नयविशारदः।३०।

[૯૩] યજ્ઞભોક્તા [૯૪] યજ્ઞકર્ત્તા [૯૫] ચતુર્વર્ગ વિશારદઃ ॥
[૯૬] સત્યપ્રતિજ્ઞ[૯૭]સ્ત્રિગુણાતીતો [૯૮] નયવિશારદઃ ॥ ૩૦ ॥

અર્થઃ—યજ્ઞ ભોક્તા અને યજ્ઞ કર્ત્તા, તથા ધર્મ, અર્થ, કામ અને મોક્ષને દેવામાં ડહાપણવાળા, સાચી પ્રતિજ્ઞાવાળા, ત્રણ ગુણથી રહિત અને નીતિમાં ચતુર એવા શ્રીઆચાર્યજી. ૩૦

[९९] स्वकीर्तिवर्द्धन[१००]स्तत्त्वसूत्रभाष्यप्रदर्शकः ॥
[१०१] मायावादाख्यतूलाग्नि[१०२]र्ब्रह्मवादनिरूपकः ।३१

[૯૯] સ્વકીર્તિવર્દ્ધન[૧૦૦]સ્તત્ત્વસૂત્રભાષ્યપ્રદર્શકઃ ॥
[૧૦૧] માયાવાદાખ્યતૂલાગ્નિ [૧૦૨] બ્રહ્મવાદ નિરૂપકઃ ॥ ૩૧ ॥

અર્થઃ—પોતાની કીર્તિને વધારનાર અને સાંખ્ય, તત્વ, અને વ્યાસ સૂત્રના ભાષ્યને કરનાર અને માયાવાદરૂપ કપાસમાં અગ્નિ સરખા અને બ્રહ્મવાદને નિરૂપણ કરનારા એવા શ્રીઆચાર્યજી. ૩૧

[१०३] अप्राकृताऽखिलाकल्पभूषितः[१०४]सहज स्मितः ॥
त्रिलोकी भूषणं [१०६] भूमिभाग्यं [१०७] सहजसुंदरः ३२।

[૧૦૩] અપ્રાકૃતાઽખિલાકલ્પભૂષિતઃ [૧૦૪] સહજ સ્મિતઃ ॥
[૧૦૫] ત્રિલોકી ભૂષણં [૧૦૬] ભૂમિભાગ્યં [૧૦૭] સહજસુંદરઃ ॥ ૩૨ ॥

અર્થઃ—અલૌકિક સર્વ શૃંગારવડે સુશોભિત અને સહજ હાસ્યવાળા ત્રણ લોકમાં ભૂષણ સરખા અને પૃથ્વીના ભાગ્યરૂપ, અને સહજ સુંદર એવા શ્રીમહાપ્રભુજી. ૩૦

[૧૦૮] अशेषभक्तसंप्रार्थ्यचरणाब्जरजोधनः ॥
इत्यानंदनिधेःप्रोक्तं नाम्नामष्टोत्तरंशतं ।३३।

[૧૦૮] અશેષભક્તસંપ્રાર્થ્યચરણાબ્જરજોધનઃ ॥
ઇત્યાનંદનિધેઃ પ્રોક્તં નામ્નામષ્ટોત્તરંશતં ॥ ૩૩ ॥

અર્થઃ—જેના ચરણકમળના રજરૂપી ધન અશેષ ભક્ત જનોએ સંપ્રાર્થનીય છે ( એટલે સારી રીતે ઇચ્છા કરવા યોગ્ય છે ) એવા શ્રીઆચાર્યજી મહાપ્રભુજી છે એ પ્રમાણે આનંદના સમુદ્રરૂપ શ્રીમહાપ્રભુજીનાં એકસો અને આઠ નામ કહ્યાં. ૩૩

श्रद्धाविशुद्धबुद्धिर्यःपठत्यनुदिनं जनः ॥
सतदेकमनाःसिद्धिमुक्तांप्राप्नोत्यसंशयः॥३४॥

શ્રદ્ધા વિશુદ્ધબુદ્ધિર્યઃ પઠત્યનુદિનં જનઃ ॥

સ તદેકમના. સિદ્ધિમુક્તાં પ્રાપ્નોત્ય સંશયઃ ॥ ૩૪ ॥

અર્થઃ—શ્રદ્ધાવડે વિશુદ્ધ બુદ્ધિવાળો જે મનુષ્ય હમેશાં તેને વિષે નિશ્ચય મનવાળો થઇને આ સ્તોત્રનો પાઠ કરે, તો તે પુરૂષ કહેલી મહા સિદ્ધિને પ્રાપ્ત થાય એમાં કાંઇ સંશય નથી. ૩૪

**तदप्राप्तौवृथामोक्ष स्तदाप्तौतद्गतार्थता ॥**

**अतःसर्वोत्तमंस्तोत्रंजप्यंकृष्णरसार्थिभिः ३५**

તદપ્રાપ્તૌવૃથામોક્ષ સ્તદાપ્તૌતદ્ ગતાર્થતા ॥

અતઃ સર્વોત્તમં સ્તોત્રં જપ્યં કૃષ્ણરસાર્થિભિઃ ।૩૫।

અર્થઃ—તે શ્રીઆચાર્યજીની પ્રાપ્તિ વિના મોક્ષ પણ વૃથા છે અને તે સ્વમાર્ગ સંબંધી ફળની પ્રાપ્તિ થાય તો સાયુજ્યાદિક મોક્ષનું પણ નિરર્થકપણું છે એ વાસ્તે આ સર્વોત્તમ સ્તોત્રથી શ્રીકૃષ્ણચંદ્રરૂપ રસના ઇચ્છાવાળા પુરૂષોએ જપ કરવા યોગ્ય છે. ૩૫

॥इति श्रीमदग्निकुमार विरचितं **सर्वोत्तम स्तोत्रं** समाप्तं॥



એ રીતે શોભાયમાન શ્રીઅગ્નિકુમાર કહેતાં

**શ્રીવિઠ્ઠલેશજીએ રચેલું આ સર્વોત્તમ સ્તોત્ર સટીક**

ગુજરાતી ભાષામાં સંપૂર્ણ થયું.



# અથ શ્રી સર્વોત્તમ જપ વિધિઃ

॥ श्रीकृष्णाय नमः ॥ श्रीगोपीजनवल्लभाय नमः ॥

| | |
|---|---|
| १ आनंदाय नमः | ૧ આનંદાય નમઃ |
| २ परमानंदाय नमः | ૨ પરમાનંદાય નમઃ |
| ३ श्रीकृष्णास्याय नमः | ૩ શ્રીકૃષ્ણાસ્યાય નમઃ |
| ४ कृपानिधये नमः | ૪ કૃપાનિધયે નમઃ |
| ५ दैवोद्धार प्रयत्नात्मने नमः | ૫ દૈવોદ્ધારપ્રયત્નાત્મને નમઃ |
| ६ स्मृतिमात्रार्तिनाशनायनमः | ૬ સ્મૃતિમાત્રાર્તિ નાશનાય નમઃ |
| ७ श्रीभागवत गूढार्थप्रकाशन परायणाय नमः | ૭ શ્રીભાગવત ગૂઢાર્થ પ્રકાશન પરાયણાય નમઃ |

८ साकार ब्रह्मवादैकस्थापकायनमः
९ वेदपारगाय नमः
१०मायावाद निराकर्त्रे नमः
११सर्ववादि निरासकृते नमः
१२भक्तिमार्गाब्जमार्तंडायनमः
१३स्त्रीशूद्राद्युद्धृतिक्षमायनमः
१४अंगीकृत्यैवगोपीशवल्लभीकृतमानवाय नमः
१५अंगीकृतौ समर्यादायनमः
१६महाकारुणिकाय नमः

૮ સાકાર બ્રહ્મવાદૈકસ્થાપકાય નમઃ
૯ વેદપારગાય નમઃ
૧૦ માયાવાદ નિરાકર્ત્રે નમઃ
૧૧ સર્વવાદિ નિરાસકૃતે નમઃ
૧૨ ભક્તિમાર્ગાબ્જમાર્તંડાય નમઃ
૧૩ સ્ત્રીશૂદ્રાદ્યુદ્ધૃતિક્ષમાય નમઃ
૧૪ અંગીકૃત્યૈવ ગોપીશ વલ્લભીકૃતમાનવાય નમઃ
૧૫ અંગીકૃતૌ સમર્યાદાય નમઃ
૧૬ મહા કારૂણિકાય નમઃ

१७ विभवे नमः

१८ अदेयदान दक्षाय नमः

१९ महोदारचरित्रवते नमः

२० प्राकृतानुकृतिव्याजमो-
हितासुरमानुषाय नमः

२१ वैश्वानराय नमः

२२ वल्लभाख्याय नमः

२३ सद्रूपाय नमः

२४ सतांहितकृते नमः

२५ जन शिक्षाकृते कृष्ण
भक्तिकृते नमः

૧૭ વિભવે નમઃ

૧૮ અદેયદાન દક્ષાય નમઃ

૧૯ મહોદારચરિત્રવતે નમઃ

૨૦ પ્રાકૃતાનુકૃતિવ્યાજમોહિતા-
સુરમાનુષાય નમઃ

૨૧ વૈશ્વાનરાય નમઃ

૨૨ વલ્લભાખ્યાય નમઃ

૨૩ સદ્રૂપાય નમઃ

૨૪ સતાંહિતકૃતે નમઃ

૨૫ જન શિક્ષાકૃતે કૃષ્ણભક્તિકૃતે
નમઃ

२६निखिलेष्टदाय नमः
२७सर्वलक्षणसंपन्नाय नमः
२८श्रीकृष्णज्ञानदाय नमः
२९गुरवे नमः
३०स्वानंदतुंदिलाय नमः
३१पद्मदलायतविलोचनाय
नमः
३२कृपादृग्वृष्टिसंहृष्टदास
दासी प्रियाय नमः
३३पतये नमः

૨૬ નિખિલેષ્ટદાય નમઃ
૨૭ સર્વલક્ષણસંપન્નાય નમઃ
૨૮ શ્રીકૃષ્ણ જ્ઞાનદાય નમઃ
૨૯ ગુરવે નમઃ
૩૦ સ્વાનંદતુંદિલાય નમઃ
૩૧ પદ્મદલાયતવિલોચનાય નમઃ
૩૨ કૃપાદ્ગવૃષ્ટિ સંહૃષ્ટદાસદાસી
પ્રિયાય નમઃ
૩૩ પતયે નમઃ

| | |
|---|---|
| ३४रोषदृक्पातसंप्लुष्टभक्त-<br>द्विषे नमः | ૩૪ રોષદૃક્પાતસંપ્લુષ્ટભક્ત-<br>દ્વિષે નમઃ |
| ३५भक्तसेविताय नमः | ૩૫ ભક્તસેવિતાય નમઃ |
| ३६सुखसेव्याय नमः | ૩૬ સુખસેવ્યા નમઃ |
| ३७दुराध्याय नमः | ૩૭ દુરારાધ્યાય નમઃ |
| ३८दुर्लभांघ्रिसरोरुहाय नमः | ૩૮ દુર્લભાંધ્રિસરોરૂહાય નમઃ |
| ३९उग्रप्रतापाय नमः | ૩૯ ઉગ્રપ્રતાપાય નમઃ |
| ४०वाक्सीधुपूरिताशेषसेव-<br>काय नमः | ૪૦ વાક્સીધુ પૂરિતાશેષસેવકાય<br>નમઃ |
| ४१श्रीभागवतपीयूषसमुद्र<br>मथनक्षमाय नमः | ૪૧ શ્રીભાગવતપીયૂષસમુદ્ર<br>મથન ક્ષમાય નમઃ |

| | |
|---|---|
| ४२ तत्सारभूतरासस्त्री भाव पूरितविग्रहाय नमः | ૪૨ તત્સારભૂતરાસ સ્ત્રી ભાવ પૂરિત વિગ્રહાય નમઃ |
| ४३ सान्निध्यमात्रदत्तश्रीकृष्ण-प्रेम्णे नमः | ૪૩ સાન્નિધ્યમાત્રદત્તશ્રીકૃષ્ણ-પ્રેમ્ણે નમઃ |
| ४४ विमुक्तिदाय नमः | ૪૪ વિમુક્તિદાય નમઃ |
| ४५ रासलीलैकतात्पर्याय नमः | ૪૫ રાસલીલૈકતાત્પર્યાય નમઃ |
| ४६ कृपयैतत्कथाप्रदाय नमः | ૪૬ કૃપયૈતત્કથાપ્રદાય નમઃ |
| ४७ विरहानुभवैकार्थसर्व-त्यागोपदेशकाय नमः | ૪૭ વિરહાનુભવૈકાર્થ સર્વ ત્યાગોપદેશકાય નમઃ |
| ४८ भक्त्याचारोपदेष्ट्रे नमः | ૪૮ ભક્ત્યાચારોપદેષ્ટ્રે નમઃ |
| ४९ कर्ममार्गप्रवर्त्तकाय नमः | ૪૯ કર્મમાર્ગ પ્રવર્ત્તકાય નમઃ |

| | |
|---|---|
| ५० यागादौभक्तिमार्गैकसा-<br>धनत्वोपदेशकाय नमः | ૫૦ યાગાદૌભક્તિમાર્ગૈક સાધન-<br>ત્વો પદેશકાય નમઃ |
| ५१ पूर्णानंदाय नमः | ૫૧ પૂર્ણાનંદાય નમઃ |
| ५२ पूर्णकामाय नमः | ૫૨ પૂર્ણકામાય નમઃ |
| ५३ वाक्पतये नमः | ૫૩ વાક્પતયે નમઃ |
| ५४ विबुधेश्वराय नमः | ૫૪ વિબુધેશ્વરાય નમઃ |
| ५५ कृष्णनामसहस्रस्यवक्त्रे<br>नमः | ૫૫ કૃષ્ણનામ સહસ્રસ્યવક્ત્રે નમઃ |
| ५६ भक्तपरायणाय नमः | ૫૬ ભક્તપરાયણાય નમઃ |
| ५७ भक्तयाचारोपदेशार्थनाना-<br>वाक्यनिरूपकाय नमः | ૫૭ ભક્ત્યાચારોપદેશાર્થ નાના-<br>વાક્યનિરૂપકાય નમઃ |

५८स्वार्थोज्झिताखिलप्राण
प्रियाय नमः
५९तादृशवेष्टिताय नमः
६०स्वदासार्थकृताशेषसाध-
नाय नमः
६१सर्वशक्तिधृषे नमः
६२भुविभक्तिप्रचारैककृतेस्वा
न्वयकृते नमः
६३पित्रे नमः
६४स्ववंशे स्थापिताशेषस्व
महात्म्याय नमः

૫૮ સ્વાર્થોજ્ઝિતાખિલ પ્રાણ
પ્રિયાય નમઃ
૫૯ તાદૃશ વેષ્ટિતાય નમઃ
૬૦ સ્વદાસાર્થ કૃતાશેષસાધનાય
નમઃ
૬૧ સર્વશક્તિધૃષે નમઃ
૬૨ ભુવિભક્તિપ્રચારૈકકૃતેસ્વા-
ન્વયકૃતે નમઃ
૬૩ પિત્રે નમઃ
૬૪ સ્વવંશે સ્થાપિતા શેષ
સ્વમહાત્મ્યાય નમઃ

| | |
|---|---|
| ६५स्मयापहाय नमः | ६५ સ્મયાપહાય નમઃ |
| ६६पतिव्रतापतये नमः | ६६ પતિવ્રતાપતયે નમઃ |
| ६७पारलौकिकैहिकदानकृते नमः | ६७ પારલૌકિકૈહિક દાનકૃતે નમઃ |
| ६८निगुढहृदयाय नमः | ६८ નિગૂઢહૃદયાય નમઃ |
| ६९अनन्यभक्तेषुज्ञापिताशयाय नमः | ६९ અનન્ય ભક્તેષુજ્ઞાપિતાશયાય નમઃ |
| ७०उपासनादिमार्गातिमुग्ध-मोह निवारकाय नमः | ७० ઉપાસનાદિ માર્ગાતિ મુગ્ધ-મોહ નિવારકાય નમઃ |
| ७१भक्तिमार्गे सर्वमार्गवैलक्ष-ण्यानुभूतिकृते नमः | ७१ ભક્તિમાર્ગે સર્વ માર્ગવૈ-લક્ષણ્યાનુ ભૂતિકૃતે નમઃ |

७२प्रथक्शरणमार्गोपदेष्ट्रे नम

७३श्रीकृष्णहार्दविदे नमः

७४प्रतिक्षणनिकुंजस्थ लीला-
रससुपूरिताय नमः

७५तत्कथाक्षिप्तचित्ताय नमः

७६तद्विस्मृतान्याय नमः

७७व्रजप्रियाय नमः

७८प्रियव्रजस्थितये नमः

७९पुष्टिलीलाकर्त्रे नमः

८०रहः प्रियाय नमः

८१भक्तेच्छापूरकाय नमः

૭૨ પ્રથક્ શરણમાર્ગો પદેષ્ટ્રે નમઃ

૭૩ શ્રીકૃષ્ણહાર્દવિદે નમઃ

૭૪ પ્રતિક્ષણનિકુંજસ્થ લીલારસ-
સુપૂરિતાય નમઃ

૭૫ તત્કથાક્ષિપ્તચિત્તા નમઃ

૭૬ તદ્વિસ્મૃતાન્યાય નમઃ

૭૭ વ્રજપ્રિયાય નમઃ

૭૮ પ્રિયવ્રજ સ્થિતયે નમઃ

૭૯ પુષ્ટિલીલા કર્ત્રે નમઃ

૮૦ રહઃ પ્રિયાય નમઃ

૮૧ ભક્તેચ્છાપૂરકાય નમઃ

| | |
|---|---|
| ८२ सर्वाज्ञातलीलाय नमः | ૮૨ સર્વાજ્ઞાતલીલાય નમઃ |
| ८३ अतिमोहनाय नमः | ૮૩ અતિમોહનાય નમઃ |
| ८४ सर्वासक्ताय नमः | ૮૪ સર્વા સકતાય નમઃ |
| ८५ भक्तमात्रासक्ताय नमः | ૮૫ ભકતમાત્રાસકતાય નમઃ |
| ८६ पतितपावनाय नमः | ૮૬ પતિતપાવનાય નમઃ |
| ८७ स्वयशोगानसंहृष्टहृदयांभोजविष्टराय नमः | ૮૭ સ્વયશોગાનસંહૃષ્ટહૃદયાં ભોજવિષ્ટરાય નમઃ |
| ८८ यशः पीयूषलहरीप्लावितान्यरसाय नमः | ૮૮ યશઃપીયૂષલહરીપ્લાવિતાન્ય રસાય નમઃ |
| ८९ पराय नमः | ૮૯ પરાય નમઃ |
| ९० लीलामृत रसार्द्रार्द्रीकृताखिलशरीरभृते नमः | ૯૦ લીલામૃતરસાર્દ્રાર્દ્રીકૃતાખિલ-શરીરભૃતે નમઃ |

| | |
|---|---|
| ९१ गोवर्द्धनस्थित्युत्साहायनम | ૯૧ ગોવર્દ્ધનસ્થિત્યુત્સાહાય નમ |
| ९२ तल्लीलाप्रेमपारिताय नमः | ૯૨ તલ્લીલાપ્રેમપૂરિતાય નમઃ |
| ९३ यज्ञभोक्त्रे नमः | ૯૩ યજ્ઞભોક્ત્રે નમઃ |
| ९४ यज्ञकर्त्रे नमः | ૯૪ યજ્ઞકર્ત્રે નમ |
| ९५ चतुर्वर्ग विशारदाय नमः | ૯૫ ચર્તુવર્ગવિશારદાય નમઃ |
| ९६ सत्यप्रातिज्ञाय नमः | ૯૬ સત્યપ્રતિજ્ઞાય નમઃ |
| ९७ त्रिगुणातीताय नमः | ૯૭ ત્રિગુણાતીતાય નમઃ |
| ९८ नयविशारदाय नमः | ૯૮ નય વિશારદાય નમઃ |
| ९९ स्वकीर्तिवर्द्धनाय नमः | ૯૯ સ્વકીર્તિ વર્દ્ધનાય નમઃ |
| १०० तत्वसूत्रभाष्यप्रदर्शकाय नमः | ૧૦૦ તત્વ સૂત્ર ભાષ્યપ્રદર્શકાય નમઃ |
| १०१ मायावादाख्यतूलाग्नये [नमः | ૧૦૧ માયાવાદાખ્યતૂલાગ્નયે નમ |

| | |
|---|---|
| १०२ब्रह्मवादनिरूपकायनम | ૧૦૨ બ્રહ્મવાદનિરૂપકાય નમઃ |
| १०३अप्राकृताखिलाकल्प भूषिताय नमः | ૧૦૩ અપ્રાકૃતાખિલાકલ્પ ભૂષિતાય નમઃ |
| १०४सहजास्मिताय नमः | ૧૦૪ સહજસ્મિતાય નમઃ |
| १०५त्रिलोकीभूषणाय नमः | ૧૦૫ ત્રિલોકી ભૂષણાય નમઃ |
| १०६भूमिभाग्याय नमः | ૧૦૬ ભૂમિભાગ્યાય નમઃ |
| १०७सहजसुंदराय नमः | ૧૦૭ સહજસુંદરાય નમ |
| १०८अशेषभक्तसंप्रार्थ्यचर-णाब्जरजोधनाय नमः | ૧૦૮ અશેષભકતસંપ્રાર્થ્ય ચરણાબ્જરજોધનાય નમ; |
| इतिश्रीविठ्ठलेश्वर विरचिता अष्टोतरशत नामावली संपूर्णा. | એ પ્રમાણે શ્રીવિઠ્ઠલેશ્વરજીએ રચેલી ૧૦૮ નામાવલી સંપુર્ણ થઇ. |

॥ શ્રીહરિઃ ॥

# અથ શ્રીસર્વોત્તમજીનું

## ધોળ.

ભલે પ્રગટ્યા શ્રીવલ્લભદેવ,શ્રીપુરૂષોત્તમ ભૂતલ ફરીજી,
નહો પ્રાકૃતધર્મનો લેશ, અપ્રાકૃત નિજવપુ ધરીજી. ૧
કરે નિગમ નિરૂપણ એમ, તે સાકારની સ્તુતિ કરીજી
મહાકળિકાળાદિક દોષ, પંડિતદષ્ટિતિમિર ભરીજી. ૨
મહિમા નવ જાણે જેહ, તે કહીએ ખરાસુર અરીજી,
વહાલે દયા કરી મુખરૂપ, નિજલીલા પ્રગટ કરીજી. ૩
જેની વાણી અતિ દુર્બોધ, થાયે સુબોધ જેને કરીજી,
તેના અષ્ટોતર શતનામ, તે કહીએ મહાઅત્ર હરીજી. ૪
જેના ઋષિવર અગ્નિકુમાર, જગતી છંદ નામે ધરીજી,
શ્રીકૃષ્ણ કમળ મુખદેવ, બીજ દષ્ટિ કરૂણા ભરીજી. ૫
જેની ભક્તિમાં અંતરાય, તે નાશને પ્રયોજન સહીજી,
આપે અધરામૃતની સિદ્ધિ, તે મધ્યે નિશ્ચે કરીજી. ૬

# ઢાળ.

વહાલો *આનંદ[1] પરમાનંદ[2] કહેવાય,
શ્રીકૃષ્ણ[3] કમળ મુખ કૃપાનિધિ[4] થાય. ૭
વહાલો દૈવી[5] ઉદ્ધારણ પ્રયત્ન ઉપાય,
જેના સ્મરણ[6] માત્રથી આર્તિ જાય. ૮
શ્રીભાગવત[7] ગૂઢાર્થ પ્રગટાય,
સાકાર બ્રહ્મનો વાદ સ્થપાય. ૯
વેદ[8] પારંગ ચૌદ ભુવન કહેવાય,
માયા[10] વાદ નિરાકૃત સહુ મીલિ ગાય. ૧૦
સર્વ વાદિ નિરાસ[11] કીધા તે લખાય,
ભક્તિમાર્ગ[12] સરસ કમળ વિકસાય. ૧૧
સ્ત્રી[13] શૂદ્રાદિકને ઉદ્ધારવા સમર્થ,
જેના સાધન બળથી ન થાય અર્થ. ૧૨
અંગીકાર[14] માત્રથી સર્વ સ્વકીય,
કીધા શ્રીગોપીજન પતિને પ્રિય. ૧૩

* જે શબ્દ ઉપર ૧ થી ૧૦૮ સુધી આંકડા મુકવામાં આવ્યા છે તે જગાએ આચાર્ય શ્રીમહાપ્રભુજીના નામો સમજવાં.

[૧૫]અંગીકાર કરે મર્યાદાનું સાર,
[૧૬]મહાકરૂણાવંત [૧૭]સમર્થ અપાર. ૧૪
વહાલો [૧૮]અદેયદાન દેવાને ચતુર,
[૧૯]મહાઉદાર ચરિત્ર કરે બહુ પૂર. ૧૫
લીલા દેખાડી [૨૦]પ્રાકૃતનાં જેહ,
તે મિષે મોહ્યા સુર રિપુ તેહ. ૧૬
[૨૧]વૈશ્વાનર* [૨૨]શ્રીવલ્લભ છે નામ,
[૨૩]વહાલો સુંદરરૂપ [૨૪]સ્વજનહિત કામ. ૧૭
[૨૫]કૃષ્ણ ભક્તિ કરે જન શિક્ષાકાજ,
આપે [૨૬]અખિલ ઇષ્ટ શ્રીવલ્લભરાજ. ૧૮
[૨૭]સર્વ લક્ષણથી સંપન્ન વિવેક,
[૨૮]શ્રીકૃષ્ણ [૨૯]જ્ઞાનદાતા ગુરૂ એક. ૧૯
પોતાનાં [૩૦]આનંદ થકી બહુ પુષ્ટ,
[૩૧]એના કમળ પત્રસે નેત્ર સંતુષ્ટ. ૨૦
[૩૨]કૃપાદૃષ્ટિની વૃષ્ટિથી હરખ્યાં મન,

---

* અગ્નિ

તે દાસ દાસી પ્રિય[૩૩] પતિને અનન્ય ૨૧
રોષ[૩૪] દૃષ્ટિ કરે ભક્તિ શત્રુ *પ્રજાળ,
ભક્ત[૩૫] સેવંતા સુખ સેવા રસાળ. ૨૨
જીરે ભક્તિ[૩૬] વિના નહીં સેવા સાધ્ય,
તે કારણથી કહીએ †દુરારાધ્ય[૩૭]. ૨૩
જેના ચરણ[૩૮] સરોજ દુર્લભ દરસાય,
તેના ઉગ્ર[૩૯] પ્રતાપ ત્રૈલોક કહેવાય. ૨૪
વચનામૃત[૪૦] કરી પૂર્યા સેવકના અર્થ,
શ્રીભાગવત[૪૧] અમૃત મથન સમર્થ. ૨૫
તેનો સાર[૪૨] કહીયે વ્રજ સુંદરીનો ભાવ.
તે પરિપૂર્ણ છે દેહ ભરાવ. ૨૬
સાન્નિધ્ય[૪૩] માત્ર કરે કૃષ્ણ પ્રેમ,
ભક્તિ મુક્તિ[૪૪] દેવાનું એહુને નેમ. ૨૭
એક રાસલીલામાં[૪૫] તેમનું તાન,
પ્રભુ કૃપા[૪૬] કરીને કરે કથાનું દાન. ૨૮

---

* નાશ. † કઠીન.

વહાલો [૪૭]વિરહના અનુભને હેતે કાજ,
સર્વ ત્યાગ જણાવ્યો શ્રીવલ્લભરાજ. ૨૯
ઉપદેશ [૪૮]કર્યાં ભક્તિમાં આચાર,
લોક માંહે કર્યો [૪૯]કર્મ માર્ગ પ્રચાર. ૩૦
વેદ શાસ્ત્ર [૫૦]કહ્યાં યજ્ઞાદિક દાન,
તેનું ફળ મર્યાદા ભક્તિ નિદાન. ૩૧
પ્રભુ [૫૧]પૂર્ણાનંદ છે [૫૨]પૂરણકામ,
સરસ્વતિના [૫૩]પતિદેવયશ* [૫૪]અભિરામ.‡ ૩૨
વહાલે [૫૫]સહસ્ર કહ્યાં પુરૂષોત્તમ નામ,
નિજ [૫૬]જનને આશ્રયનું છે ધામ. ૩૩
ભક્તિ માર્ગની [૫૭]રીતે કરવા ઉપદેશ,
બહુ ગ્રંથ કરીને ટાળ્યો સંશયનો લેશ ૩૪
જેને પામવાને [૫૮]છોડ્યા પ્રાણથી પ્રિયે,
એવા ભક્ત [૫૯]સમાજ બિરાજે શ્રીએ. ૩૫
આપ [૬૦]સાધન કરે નિજ દાસને કાજ,
એવા સમર્થ [૬૧]શ્રીવલ્લભ મહારાજ. ૩૬

* પ્રભુ. ‡ સુંદર

કરવા [62]ભક્તિ પ્રચાર ભૂતલ માંહી,
[63]વંશ કીધા પિતા થઇને ગ્રહી બાંહી. ૩૭
સર્વે [64]સમર્થ થયું પોતાને વંશ,
ગર્વ દૂર કરી ટાળ્યો [65]સંશયનો અંશ. ૩૮
[66]પ્રભુ પતિવ્રતાના પતિ સાક્ષાત,
કરે [67]યહલોક પરલોક દાન વિખ્યાત. ૩૯
જેના અંતઃકરણ છે [68]ગૂઢ અપાર,
[69]અંગીકૃત્યને જણાવ્યો મનનો વિચાર. ૪૦
[70]ઉપાસનાદિક માર્ગ જે અન્ય,
તેનો મોહ ટાળીને કીધા સેવક અનન્ય. ૪૧
કર્યો નિશ્ચે જે [71]ભક્તિ સર્વથી વિશેષ.
કીધો [72]શરણ માર્ગનો જુદો ઉપદેશ. ૪૨
[73]શ્રીકૃષ્ણના મનની જાણે વાત,
[74]લીલાકુંજબિહારી પરિપૂર્ણ ગાત. ૪૩

[૭૫]કથારસ મગ્ન સદા છે ચિત્ત,
[૭૬]વિસર્યું સૌ તે થકી બીજું વિત્ત. ૪૪
પ્રિય [૭૭]છે ઘણું વ્રજને [૭૮]વ્રજનો વાસ,
કરે [૭૯]પુષ્ટિ લીલા એકાંત [૮૦]વિલાસ. ૪૫
કરે ભક્તેચ્છા [૮૧]પરિપૂર્ણ દાન,
નહી નિજ [૮૨]લીલાનું કોઇને જ્ઞાન. ૪૬
અતિ [૮૩]મોહિત જેનું *શીલ ઘણું,
નહી લોક [૮૪]વિષે આસક્તિ §અણું. ૪૭
નિજ [૮૫]ભક્ત વિષે આસક્તિ છે એક,
પ્રભુ [૮૬]પાવન કીધા પતિત અનેક. ૪૮
જે કરે [૮૭]પોતાના ગુણનું ગાન,
તેના હૃદય કમળ રહેવાનું સ્થાન. ૪૯
[૮૮]નિજ યશરૂપ અમૃત લહેરી,
તેથી ભીંજવી સર્વ રસ વાસના હરિ. ૫૦
પ્રભુ [૮૯]પોતે સર્વ થકી છે પર,
ન કરે તુલ્યતા કોઇ અવર. ૫૧

---

* સ્વભાવ. § જરા.

[૯૦] લીલારસ અમૃત તરંગ બહુ,
ભીંજવ્યા છે ભક્ત શરીર સહુ. ૫૨

રૂચિ આપે ગિરિ[૯૧]ગોવર્ધન વાસ,
તે [૯૨] લીલામાં છે અતીશે ઉલ્હાસ. ૫૩

કરે [૯૩] યજ્ઞ ભોગ ને [૯૪] યજ્ઞ કર્મ,
આપે અર્થ કામ ને [૯૫] મોક્ષ ધર્મ. ૫૪

પ્રભુ સત્ય [૯૬] વચન છે *[૯૭] ત્રિગુણાતીત,
નીતિ [૯૮] ચતુરાઈ છે અતિ અગણિત ૫૫

કરવા [૯૯] પોતાની કીર્તિ પ્રકાશ્ય,
કર્યું વ્યાસ [૧૦૦] સૂત્રનું તન ભાષ્ય. ૫૬

અતિ તુચ્છ †તૂલ જે [૧૦૧] માયાવાદ.
કરી ભસ્માગ્નિ થાપ્યો §[૧૦૨] બ્રહ્મવાદ. ૫૭

‡[૧૦૩] અપ્રાકૃત ભૂષણની અતિ કાંતિ,
હસતાં [૧૦૪] મુખ શોભે છે બહુ ભાંતિ. ૫૮

પ્રભુ તિન [૧૦૫] લોકના ભૂષણ સાર,
પ્રકટ્યા [૧૦૬] ધરણીનું ભાગ્ય અપાર. ૫૯

* ત્રણ ગુણથી રહિત. † કપાસ. § શુદ્ધાદ્વૈત. ‡ માયા રહિત.

૧૦૭
પ્રભુ સુંદરતા છે અતિ અનૂપ,
કેમ વર્ણન કરી શકું એ સ્વરૂપ. ૬૦
સા માગે છે પોતાના જન,
૧૦૮
ચરણારવિંદની રજ જે ધન. ૬૧
એ કહ્યાં એકસોને આઠ નામ,
શ્રીવલ્લભ આનંદનું છે ધામ. ૬૨

વખાણ.

જે કોઈ શ્રદ્ધા કરી નિત્ય ગાયરે
તેનું મન પહેલું સ્થિર થાયરે. ૬૩
અમરામૃતના સિદ્ધિ પામરે,
તેમાં સંશયનું નહીં નામરે ૬૪
એ પામ્યા વિના મોક્ષ છે હીનરે,
તેના ફળમાં મુક્તિ છે લીનરે. ૬૫
તેથી સર્વોત્તમ જપ કરવોરે,
શ્રીકૃષ્ણ રસે મન ભરવોરે ૬૬
* વિઠ્ઠલ*ઉચરિત એ નામરે,
જે ગાય પૂરે તેના કામરે. ૬૭
તેનો જન્મ સફળ કરી લેખરે,
શ્રીવ્રજભૂષણજી સુખ દેખરે ૬૮
ઇતિ શ્રીસર્વોત્તમજીનું ધોળ સમાપ્ત.

---

* કહેલાં.

# શ્રીસર્વોત્તમ પદ.

રાગ કાફી. પદ ૧ લું.

શ્રીસર્વોત્તમ જપ નિત્ય કરના હો. (૨)
સકલ શાસ્ત્રોકો સાર એહીહે,
ત્રિવિધ તાપ સબ અઘ હરના હો. શ્રીસર્વો. ૧
પુષ્ટિ પદાર્થ યાહી તે પૈયત,
યાહીતે ભવસાગર તરના હો—
રંગીલે ત્રિકમ પ્રિય જાઉં બલીહારી,
કાળદંડસેં ના ડરના હો. શ્રીસર્વો. ૨

રાગ કાફી. પદ ૨ જું.

કરીયે શ્રીસર્વોત્તમ રસ પાન, (૨)
પ્રશંસા કરી શકે કોન કવિ એસો,
શ્રીમુખ કરત વખાણ. કરીયેશ્રી. ૧
અતિશે કરૂણા કરી આ કલિમે,
દીયો દૈવી જીવનકો દાન;
એક એક અક્ષર હે અધરામૃત,
ગુપ્ત રહસ્ય ગુણ ગાન. કરીયેશ્રી. ૨

અર્ધ નિમેષ વિલંબ ન કરીયે,
રૈન દીવસ આઠો જામ;
રસિક પ્રિતમ જાકે રંગ રંગ્યો,
સોહે ભકત નિધાન. કરીયેશ્રી. ૩

ઇતિ શ્રીસર્વોત્તમજીના પદ સમાપ્ત.

# અથશ્રી ફળશ્રુતિ

## વસંત તિલકા વૃત્ત.

आचार्यनामसताष्टकमौक्तिकानि
श्रीविठ्ठलोक्तिरसागर निर्मितानि ॥
श्रीगोकुलोक्तविवृतेर्गुणगुम्फितानि
कुर्वंतुकंठभुवि भक्तजना जयार्थं ॥ १ ॥

અર્થઃ—શ્રીઆચાર્યજીના દિવ્ય એકસો આઠ નામરૂપ સાચાં મોતી છે. અને શ્રીવિઠ્ઠલેશજીની ઉક્તિ કહેતાં ઉચ્ચાર તે રૂપ રસ સાગરમાં થએલાં, અને

